

ગ્રાન્ડ કમાન્ડર ઑફ ધ સ્ટાર ઑફ ઇંડિયા.

# મહારાજા ધિરાજા

# શ્રીતખ્તસિંહજીના

# કુમારશ્રી ભાવસીંહજીના

## તથા કુંવરીજી શ્રીરામબાબાના શુભ વિવાહનું વર્ણન.

રચનાર.

કવિ. શીવલાલ ખુશાલભાઈ બ્રહ્મભાટ.
અમદાવાદ.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રી. જ. એ. કં૦
લી. પ્રે. રા. સા. રણછોડલાલ ગંગારામે છાપ્યું.
સંવત ૧૯૪૯. સન ૧૮૯૩.
કિંમત દોઢ આનો.

૫૫૦૪

॥ श्रीजगदीश्वरो प्रसन्नोस्तु ॥



ગ્રાન્ડ કમાન્ડર ઑફ ધ સ્ટાર ઑફ ઈંડિયા.

# महाराज श्रीतख्तसिंहजीना

# કુમારશ્રી ભાવસંગજીના તથા કુંવરીજી રામબાબાના શુભ વિવાહનું વર્ણન.



दुहा.

તખ્તે તપો તખ્તસિંહજી, જબલગસુર સોમેશ;
તેતીસ ક્રોડ રછા કરો, નરપત્ત તુવ નરેશ. ૧

કુંમરી ઓર કુમારકા, ઘરકે ઉર ઉત્સાહ;
બીસ લાખ લગાયકે, બડા કીયા ખુબ ઊહાહ. ૨
બડી રકમ એકી બખત, ખરચી તેં નરનાહ;
જગનજ કાંઠે જમાયકે, દીયા દાન અથાહ. ૩

## ઢાળ સીમંતનીનો. રાગ ધોળ.

" સીમંતનીરે, ચંદ્રાંગદની દીકરી. " એ દેશી

પ્રથમ પ્રણમુંરે, ગીરીજા સુતને સરસ્વતી;
મેહેર કરીરે, માહાદેવ કરજ્યો નીર્મળ મતીઃ ટેક
પાર પામુંરે, વડેરા આ વિવાહ તણો;
તખ્તસિંહજીનેરે, દરબાર ઉજમ આ અતિ ઘણો. ૧
ગોહિલવાડમાંરે, સાગર તીરે સાજતું;
ગોહિલ રાજાનુંરે, રૂડું રાજ ત્યાં રાજતું. ૨
ભારે શેહેરજરે, ભાવનગર ભલું શોભતું;
તખ્તસિંહનુંરે, ઈંદ્રીપુરી સમ ઓપતું. ૩
ભાવસિંહજીરે, કુંવર કુળદીપક મણી;
રામબાબારે, કુંવરી કહાવે તેઓ તણી. ૪
બેઉના વિવાહનીરે, ખુશાલી ખલ્કમાં બહુ કરી;

મંગળ લીલાથીરે, ભાવપુરી ભારે ભરી. ૫
દેશ દેશ નારે, મહારાણાને રાજવી;
ભાટ ચારણરે, મોટા મોટા ભારે કવી, ૬
મંગળ લીલારે, મહારાજાએ અતિ રચી;
બધા દેશનારે, મેદના ત્યાં જોવા મચી. ૭
સહુ શહેરનારે, ગૃહસ્થે ઘરો શણગારીઆં;
નવ રંગેરે; રંગી મંદીર માળીઆં, ૮
તરતીબ તોરણરે, બાંધ્યાં સૌકોને બારણે;
રચી રૂશનાઇરે, ઉજાસ કરવાને કારણે. ૯
મોટો મોહોત્સવરે, ભાવનગરમાં હતો ભલો;
ટુંક બયાનરે, કરૂં તે સહુકો સાંભળો. ૧૦
મેહેરામણરે, મીઠામાં ચંચુ પક્ષી ભરે;
ત્યમ વિવાહનુંરે, વર્ણન કવિ કોડે કરે. ૧૧
પોરબંદરરે, શેહેર અતિ સોહામણું;
માધવસિંહજીરે, વિકમાતજી રાણા તણું. ૧૨
તેમના કુંવરરે, ભાવસિંહજી ભૂપત ભલા,
એમની વેરેરે, પરણાવ્યાં રામબા નીર્મલા. ૧૩
માગ્ર વદીરે, બીજ શુકર શુભ વારમાં;

ચોરી બાંધીરે, તખ્તસિંહજી દરબારમાં. ૧૪
મંગળ ધ્રુનીનોરે, સોર ત્યાં ગગને ગાજી રહ્યો;
મીઠે સુરેરે, વાજાંનો વડો વાજી રહ્યો. ૧૫
મળી માનુનીરે, મંગળ ગીતો ઘણાં ગાયછે;
મોટે આનંદેરે, મંગળો ચાર વરતાયછે. ૧૬
તે સમયરે, દાન દ્વીજોને દીધાં ઘણાં;
કશી વાતનીરે, માહારાજાએ ના રાખીમણા. ૧૭
નગ્ર નારીઓરે, નવાં વસ્ત્રો સહુકો ધરી;
સજી શૃંગારરે, અનંગ રંગ અંગે ભરી. ૧૮
જોવા કારણરે, વૃંદો વીજળી જેવાં મળી;
મોદ માતીરે, અંગે અતિશે અતિશે ઊજળી. ૧૯
ટોળે ટોળાંરે, કોઇ આવે કોઇ જાય છે;
હૈયા બહારજરે, હર્ષ તેઓનો ઉભરાય છે. ૨૦
કેસર કુમકુમનારે, થાળો ભરી થાપા મારતી;
અબીર ગુલાલરે, છાંટે સુઅંગ સહમારતી. ૨૧
મણી મુકતાનાંરે, તેજસ્વી તોરણ બાંધીઆં;
લગ્ન મહૂરતરે, સમા સમાનાં સાધીયાં. ૨
ચોક વિષેરે, ચંદન ચારૂ શોભી રહ્યાં;

કુમકુમનેરે, ગુલાલમાં સૌ ગરક થયાં. ૨૩
રૂડી રૂસનાઇરે, ઉજાસમાં બાકી નહીં;
સુર્ય સહસ્રજરે, આવી જાણે ઉગ્યા અહીં. ૨૪
મહા રાણીઓરે, મૃદુ મધુરે સ્વર ઉચરી;
ગાણાં ગાતાંરે, અતિ હર્ષે જાય તે વિસરી. ૨૫
ઝાલી રાણીનેરે, હર્ષ હૈયે માતો નથી;
તખ્તસિંહનોરે, કથાયો નવ જાયે કથી. ૨૬
રાજ્યકુમારરે, રઢીયાળા રૂપ રસાળનો;
પુરો પ્રેમજરે, બુદ્ધિબળ વિશાળનો. ૨૭
વધ્યો પ્રેમજરે, વીઠલભાઇને વાધીયો;
જાણે અમુલ્યરે, હીરો આ અવસર લાધીઓ. ૨૮
ચોરી માંહેરે, રામબા રાણા વિરાજતાં;
મોદ મન ભર્યાંરે, છોટાદાર બેઉ છાજતાં. ૨૯
શીવો કહેછેરે, શંકર સલામત રાખજો;
દુનિયાં માંહેરે, દૈવત સદા રૂડું દાખજો. ૩૦
પ્રથમ પ્રણમુંરે, ગીરીજા સુતને સરસ્વતી;
મેહેર કરીરે, મહાદેવ કરજ્યો નીર્મળ મતી. ૩૧

# આશીર વચન.

राग धोळ ( शीव विवाहनी देशी. )

રામબાના અખંડ સોહાગને, થીર કરી થાપજ્યો;
ભોળાનાથ.
ચીરંજીવી કરી ચીરકાળ, અક્ષય સુખ આપજ્યો.
ભોળાનાથ. ૧
કરી કીરપા કુબેરભંડારી, ભંડાર ભરાવજ્યો;
ભોળાનાથ.
સુકીરતિ સૃષ્ટી માંય સારી, ઉજ્વળ કરાવજ્યો.
ભોળાનાથ. ૨
ભાવસિંહનો ભલો સુજસ, ભવો ભવ જામજ્યો;
ભોળાનાથ.
મહારાણાની મહારાજા, વેદના સૌ વામજ્યો.
ભોળાનાથ. ૩
કાપી કાયા કેરી કષ્ટી, સુખ સોરાવજ્યો;
ભોળાનાથ.
કરી અમૃત જેવી દ્રષ્ટી, વિવેક વધરાવજ્યો.
ભોળાનાથ. ૪
ઝાલી રાણીની જીજ્ઞાશા પુરી, પાર પમાડજ્યો;
ભોળાનાથ.

શીવો શેવી કેહેછે ત્રીપુરારી, તે પુત્ર રમાડજ્યો;
ભોળાનાથ. ૫
રામબાના અખંડ સુહાગને, થીર કરી થાપજ્યો;
ભોળાનાથ.

## મંડપની શોભા.

" નાથ કૈસેં ગજકો ફંદ છુડાયો. " એ રાગ.

સરસ સુરે વાજાં સરણાઈઓ વાજે;
મંડપ રચ્યો મહારાજા ધિરાજે, સરસ સુરેવાજાં. ટેક.
તરતીબ તોરણ તરેતરેહનાં, ફુલ જરીનાં ફેલાવી;
બારણે બાંધ્યાં અતી અનોપ, મોતીની લટો મેલાવી.
સરસ. ૧
મેહેરાબ મધ્યે મોતીની શેરો, લીલમ સાથે લળકે;
સ્ફટીક જેવા થંભ ઠર્યા, જેમાં ઝમરૂખ હાંડીયું ઝળકે
સરસ. ૨;
નૌત્તમ નેજા નિશાન ફરૂકે ને, ગહ ગહ નોબત ગાજે;
નર્ઘા સરોદા સિતારને મુરચંગ, છત્રીસે વાજાં ત્યાંછાજે;
સરસ. ૩
તાથેઈ તાથે થઇ રેહ્યા ત્યાં, નવોઢા નાયિકા નાચે;
સંગીત પ્રમાણે સુર મીલાવી, ખરજ મારે ખાંચે ખાંચે.

સરસ. ૪

તકતામાં તસબીરો તરેહદાર, અદભુત દેખાવ આપે;
મનોહર લાગે જોતાં મનમાં, જાણે હમણાં તે સ્વર આળાપે.

સરસ. ૫

સુરવીરો તણી સભા માંહે, તખ્તેશ તખ્તે બિરાજે;
ભાવસિંહજી ભેળા જોતાં, મઘવાપતી મન લાજે

સરસ. ૬

મહોત્સવથી બહુ મગન થઇને, નરેશ જેને નિવાજે;
કવિજનોની કદર કરી બહુ; દુઃખ દરિદર ભાજે. સ.૭
દેશ દેશોના ભુપતી મોટાને, એજનસીના અધિકારી;
નવલ નાગર નગ્ર તણા બહુ, બિરાજ્યા રાજ્ય દરબારી.

સરસ. ૮

સુવર્ણમય શું કામ કર્યું મહી, મનોહર મીનાકારી;
તખ્ત તકીયા ગાદી ગલેચાને, ખુરસીઓ ખુબશણગારી.

સરસ. ૯

અત્તર સુગંધી અનોપમ બહેકે, ગુલાબ જળ ગુલદાની,
તરે તરેહના કુસમની કલગીઓ, મુકી કરવાને મે[illegible]ાની.

સરસ. ૧૦

બાપ બેટાની જોડી સલામત, શંકર રાખો ત્રીપુરારી;
શીવો સાષ્ટાંગ કરી કહેછે, એટલી અરજ અમારી.
સરસ.૧૧
અચળ આયુશ થાજો ઉભયનું,અચળ રહેજો હુલાસો;
દીનદીનપ્રત્યે ચઢતી કળાયે, ઉજળી કીરતિ વિકાસો.
સરસ. ૧૨

---

# ધોળ.

" અમે ઇશ્વર માગીએ એટલું " એ રાગ.

ભાવસિંહનો ભલો, વિવાહ કરયો,
રેવા કાંઠે જ્યાં રઢિયાળું શેહેર બહુ બેશ બારીઆ;ટેક
ત્યાંના માહારાજા માનસિંહ ગુણવાન છે,
ચોમુલકે જે ચાહા ચહુવાણ. બહુ બેશ બારીઆ.
તેમની કુંવરી સાથે સગાઈ કરી,
નામ દેવકુંવરબા સુજાણ; બહુ બેશ બારીઆ. ૧
ત્યાંથી લગન લખી રૂડાં મોકલ્યાં,
કરી વાર તીથી નિરધાર; બહુ બેશ બારીઆ.

માઘ વદી ચોથ રવિવારનાં,
સુણી હર્ષ હવો ત્યાં અપાર. બહુ બેશ બરીઆ. ૨
જેથી જાને જવા સૌ સજ થયા,
રૂડા રૂપાળા રાજ કુમાર; બહૂ બેશ બારીઆ.
ગુણી ગણપતરામ ઘણા હર્ષથી;
જે હરેક વિદ્યામાં હુંશિયાર. બહૂ બેશ બારીઆ. ૩
કોને માથે મંડીલ મોટાં દીપતાં,
કોને પચરંગી રંગેલ પાઘ; બહૂ બેશ બારીઆ.
કોએ જરકશી જામા અંગે ધરચા,
કોએ આભુશાણ ધરચાં અથાગ. બહૂ બેશ. ૪
કોને કમ્મરે કટારો શોભતા,
કોને ખભે ઢળકતી છે ઢાલ; બહુ બારીઆ.૪
કોના કરમાં બરછી બહૂ ચળકતી,
કોના કરમાં રંગેલ રૂમાલ. બહૂ બેશ. ૫
કોઇએ પીસ્તોલ હાથમાં પકડી,
કોઇએ તેજસ્વી તીછન તલવાર; બહુ બેશ.
કોઇએ બંદુક ખીશી ખભે ધરી,
કોય જોરાવર જરનાળ. બહુ બેશ. ૬

કોય હાથી ઉપર આરૂઢ થયા,
કોય ઘોડે થયા અસવાર; બહુ બેશ.
કોય બગીયું માંહે બીરાજતા,
કોય મેંનામાં રાજ્ય કુમાર. બહુ બેશ. ૭
કોય પાલખી વિષે વિરાજતા,
કોય તાવદાને તેસ્વી ભુપ. બહુ બેશ.
કોય સોનેરી શીખરના રથમાં,
બેઠા બહાદુરે રાજ સ્વરૂપ. બહુ બેશ. ૮
કોને કપાળે કુમકુમ આડયો કરી,
કોને તાજેરાં તીલક ભાલ; બહુ બેશ.
કોયે ચંદન સુગંધમય ચરચીયાં,
કોયે બાંકી બંગી કરી લાલ; બહુ બેશ. ૯
કોને ગળે ગળચુવા શોભી રહ્યા,
કોની કોટે અનોપ હાર; બહુ બેશ.
કોને કંઠીઓ કંઠે વિરાજતી,
કોને ગોપ સોહે દાણાદાર. બહુ બેશ. ૧૦
સૌને કરે કડાં વેઢ વીંટીયો,
કોને બાંધેલ બાજુ બે હાથ; બહુ બેશ.

કોને પગે છે જોટવાં છળકતાં;
વળી તોડા જડી બે સાથ. બહુ બેશ. ૧૧
કોને કાને કુંડળ લળકતાં,
વાળી વેળીયાં કોકરવાં સાર; બહુ બેશ.
એવા બનીઠની બહાર નીસર્યા,
ફરી ફુલેકે શહેર બજાર. બહુ બેશ. ૧૨
નવશાની શોભા શી વર્ણવું,
એમને અંગે ઝાઝા અલંકાર; બહુ બેશ.
વળી વસ્ત્રો પેહેર્યાં વિધ વિધનાં,
જોઇ લાજે કામ કુમાર. બહુ બેશ. ૧૩
એવી જાન અનોપમ નીકળી,
ભલા ભાવનગરની બાહાર; બહુ બેશ.
ત્યાંથી દેવગઢ ગઇ તે દીપતી,
મોટા શેહેર બારીઆ મોઝાર; બહુ બેશ. ૧૪
મોટા મહારાજા રાણાને રાજવી,
સાથે સાબેલા લેઇ અપાર. બહુ બેશ.
ઘોડવેલો ઘણી સાથે શોભતી,
નોત્તમ નીશાન ડંકા ને સ્વાર. બહુ બેશ. ૧૫

# મહારાજા ધીરાજા માનસીંહજીના મંડપની શોભા વિશે.

" રઘુવરજીની ઘોડલી. " એ રાગ.

માનસિંહજીએ મંડપ રૂડો રચ્યો,
જેની શોભાનો નહીં પાર, મહા તેજનો અંબાર;
મંડપ માનસિંહનો. ટેક.

ત્યાં વાજાં ભલેરાં વાજતાં,
મોટે નાદે નગારાં નીશાન, મહા શોભામાન; મંડપ.૧
આસોપાલવનાં ઉતમ તોરણો,
બહુ બાંધ્યાં મંડપ બાર, માંહે ફુલોના હાર; મંડપ.૨
વળી તેજસ્વી તોરણ મોતી તણાં,
માંય લીલમની બહુ લાર, ઝળકે જર તાર; મંડપ. ૩
મોટા તેજસ્વી તકતા શોભતા,
તસબીરો તેમાં તરેહવાર, અદભુત ચીતાર; મંડપ.૪
હાંડીઓ ઝમરૂખ ઝાઝાં ઝળકતાં,
વડાં વાલપેરો ત્યાં અનેક, મુનો માંહી વિશેક. મંડ. ૫
ચંદનીઓ ને ચારૂ બહુ દીપતાં,

તખ્તો રૂપેલી ત્યાં અપાર, ખુરશીયોની હાર.મંડપ.૬
માંહી અત્તર સુગંધ બ્હેકી રહ્યાં,
તેનો આવે વડેરો સુવાસ, છાંટયાં ચોપાસ, મંડપ. ૭
ગાદી તકીયા ત્યાં ગજીઆં તણા,
જાજમ જાહાલેચા પાથરેલ, ફરતી ફુલવેલ; મંડપ. ૮
ત્યાં સમૈયું કરી સૌ તેડીયા,
ઝાઝા જાનૈયાને વર રાય, હર્ષ ના માય; મંડપ.
ચંદનીઓ ચારૂ બહુ દીપતાં,
રૂપેલી તખ્તો અપાર, ખુરશીયોની હાર. મંડપ. ૭
ગાદી તકીઆ ગજીયાંણી તણા,
જાજમ જાલેચા પાથરેલ, ફરતી ફુલવેલ. મંડપ. ૮
ત્યાં સાંમૈયું કરી સૌ તેડીયા,
ઝાઝા જાનૈયા ને વરરાય, હર્ષ ન માય. મંડપ. ૯
મોટા મેહેલોને, મંદીર માળીઆં,
સારાં રંગેલાં સપ્ત રંગ, અતીશે ઉતંગ. મંડપ. ૧૦
સુદ્ધ સાકરનાં જળ પાઇને,
કુશળતા પુછી અપાર, કરીને ઝવાર. મંડપ. ૧૧
પછી વરચહડાવો વેગે કરી,

બેસાર્યાં મંડપ માંય, વર કન્યાય. મંડપ. ૧૨
મંગળ વરત્યા પછી માનસિંહજીએ,
આપ્યાં બ્રાહ્મણ ભાટોને દાન, થઇ તૃષ્ટમાન. મંડપ.૧૩
રાણી ચંદ્રકુંવર ચતુર ઘણાં,
જેમણે વેંચ્યાં વડેરાં ચીર, તેમના પિતાગંભીર. મં.૧૪
બાહાદુર દીવાન હરીલાલ બારીઆ તણા,
જેમણે સારી રાખી સંભાળ;વિવેકી વિશાળ. મંડ.૧૫
મહારાજા પરણી ઘેર આવીને,
કવિયોને આપ્યો બહુ ગરથ; ઘોડાં અને રથ. મંડપ.૧૬
શીવો કહે સર્વે સુખ ચેનમાં,
અચળ રહો આલમમાં હમેશ, દેવકુંવર નરેશ. મ.૧૭

## ગરબી.

" પડવેની પર પ્રીત, ગતમત ભુલીરે, " એ રાગ.

ધન્ય વિક્રમ જેવા† વીર, ભાવપુર* વાસીરે;
મહા ધર્મધોરંધર ધીર, પ્રભા પ્રકાશીરે; ટેક
ભલી ભાવનગરથી દુર, વઢવાણ સુધીરે;
રેલવે બંધાવી ખુબ, ધન્ય સમૃધીરે. ધન્ય. ૧
ઘોળાર્થી ઘોળાજી શહેર, સુધી સાંધીરે;
મળી ગોંડલના મહારાજ, રેલો બે બાંધીરે. ધન્ય. ૨

શ્રીભાવનગરમાં ભુપે, ભણવા માટેરે;
નિશાળો બંધાવી અનેક, વાટયે વાટરે. ધન્ય. ૩
ઇંગ્લીશ ઉરદુ હિંદી, પાઠ શાળોરે,
જ્યાં ભણે વિદ્યારથી સૌ, બહુગુણ બાળારે. ધન્ય. ૪
શ્રીરાજકોટ માંહે, રાજ્યકુમારો કાજેરે;
ભીડ પડવાથી ભુવન, બાંધ્યું મહારાજેરે. ધન્ય. ૫
તેની વાસ્તુ ક્રીયા કાજ, પોતે પધારીરે,
ભુપ ભણનારને મહારાજ, હોંશ વધારીરે. ધન્ય. ૪
તાજમ આપવાને તમામ, ગયા રાય રાણારે;
જ્યાં બંધાવ્યું આ ધામ, દરબાર દાનારે. ધન્ય. ૬
આજી નદી ઉપર, પુલ બંધાવ્યારે;
સૌભામાન શેહેરની બહાર, સારો સોહરાવ્યારે. ધન્ય.૭
એવાં કર્યાં અતિશે કામ, પર ઉપકારીરે;
લખતાં આવે નહીપાર, લખું શું વિસ્તારીરે. ધન્ય.૮
આવા પરોપકારીનું પુર, આયુષ કરજ્યોરે;
શીવાના શંકર ઉર, અરજી ધરજ્યોરે. ધન્ય. ૯

† શકધારી શાલીવાહનના વંશના છે. * ભાવનગર.

સમાપ્ત. શુભંભવતુ કલ્યાણમસ્તુ.

# જાહેર ખબર.



આ ચોપડી અમદાવાદમાં ખાડીયામાં દેસાઇની પોળમાંથી અથવા મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રેસ કંપનીમાંથી બારોટ શીવલાલ ખુશાલભાઇ. મહારાજા ધીરાજા મહા રાણાશ્રી મોહનદેવજી તથા મહારાણા શ્રીબળદેવજીના પીતાશ્રી નારાયણ-દેવજી બાપજી ધરમપુરના મહારા-જાનું વિરહ ચરિત્ર તથા સાબર કાંઠે સાદરા પાસે વાસણાના મહા રાજા શ્રીતખ્તસીંહજીનો તખ્તોત્સવ તથા વજેસીંહ સોલંકીનું નાટક રચનારને ત્યાંથી મળશે.